નહાના બાળકપર

# સાવકી માનો જુલમ.

---

એક મોટા અરણ્યની પાસે એક ગરીબ લાંકડાં નાર તેની બેરી, અને બે નાના છોકરાં સાથે હતો. છોકરાનું નામ હરીઆ, અને છોકરીનું પ્રાણકોર હતું. હરીઓ નવ વરસનો ને પ્રાણકોર ૭ વરસની હતી. તે લાંકડાં કાપનાર ઘણીજ કંગાલ અવસ્થામાં હતો, અને તેની પાસે ખાવાને કંઈજ હતું નહી. એક વખતે દુષ્કાળ પડયો ને તેથી તેઓ ભુખે મરવા લાગ્યા. એક દહાડો શેતો તે પોતાના ગરીબ અવસ્થા વિષે વિચાર કરતો હતો, ત્યારે તેણે પોતાની બેરીને કહ્યું કે, "હવે આપણું શું થસે! અને છોકરાઓનું પેટ આ-

પણ ક્યાંથી ભરશું! તેની બૈરી કે જે પેલા બે છોકરાંઓની સાવકી મા હતી તેણે કહ્યું "કંઈ નહિ મને એક યુક્તી સૂઝ પડી છે, તે એ કે કાલે સવારે એ બંને છોકરાંઓને લઈને ઘણા ગીચ જંગલમાં જઈશું, અને તેઓને કંઈ ખાવાનું આપી ત્યાં બેસાડશું, ને આપણ પાછા આવીશું એટલે તેઓ ભુલા પડશે, ને પાછા આવી શકશે નહિં." તેણે કહ્યું કે, "એવું મારાથી નહિં." સ્ત્રીએ કહ્યું કે, "અરે બેવકુફ આપણે બધા ભુખથી મરી જઈશું." અને રાત ભરો તેને ચેન પડવા દીધું નહિં.

આખરે તેણે તેમ કરવાનું કબુલ કર્યું. તે બે છોકરાંઓ કે જેને ભુખને લીધે જરા પણ ઊંઘ આવતી ન હતી, તેઓએ આ વાત સાંભળી અને ગ્રાણુંડારે પોતાના ભાઈને કહ્યું કે, "હવે આપણે શું કરીશું!" ભાઈએ કહ્યું કે, "કંઈ ફીકર નહિ!"

# નાહાના બાળકપર

# સાવકી માનો જુલમ.



એક મોટા અરણ્યની પાસે એક ગરીબ લાકડાં વાઢનાર તેની બૈરી, અને બે નાના છોક-રાં સાથે રહેતો હતો. છોકરાનું નામ હરીઓ અ-ને છોકરીનું નામ પ્રાણકોર હતું. હરીઓ નવ વ-રસનો ને પ્રાણકોર છ વરસની હતી. તે લાકડાં કાપનાર ઘણીજ કંગાળ અવસ્થામાં હતો, અને તેની પાસે ખાવાને કાંઇ હતું નહી. એક વખ-તે દુષ્કાળ પડ્યો ને તેથી તેઓ ભુખે મરવા લા-ગ્યા. એક દહાડો રોતો તે પોતાની ગરીબ અવ-
… ચાર કરતો હતો, ત્યારે તેણે પોતા-
… હ્યું કે, "હવે આપણે શું થશે!
… પેટ આપણે ક્યાંથી

તેનીમેરી કે જે પેલાં બે છોકરાંની સાવકી મા હતી તેણે કહ્યું "કંઇ નહી મને એક યુકતી સુઝ પડી છે તે એકે કાલે સવારે એ બંને છોકરાંઓને લઇને બીચ જંગલમાં જઇશું, અને તેઓને કંઇ ખાવાનું આપી ત્યાં બેશાડશું, ને આપણ પાછા આવીશું, એટલે તેઓ ભુલાં પડશે, ને પાછા આવી શકશેજ નહી." તેણે કહ્યું કે, "એવું મારાથી કદી થાય નહીં." સ્રીએ કહ્યું કે, "અરે બેવકુફ? ત્યારે આપણે બધા ભુખથી મરી જઇશું." અને રાત દહાડો તેને ચેન પડવા દીધું નહી.

આખરે તેણે તેમ કરવાનું કબુલ કર્યું. તે બે છોકરાંઓ કે જેને ભુખને લીધે જરા પણ ઉંઘ આવતી નહતી, તેઓએ આ વાત સાંભળી. અને પ્રાણકારે પોતાના ભાઇને કહ્યું કે " "

આપણે શું કરીશું!" ભાઇએ કહ્યું

... એમન કહી પોતાની

સો આપ્યો પછી પોતાના માબાપ જ્યારે સુઇ ગયા ત્યારે હરીઆએ પોતાના બીછાનામાંથી ઉઠયો, ને હળવેથી બારણું ઉઘાડયું, અને પોતાના બારણા આગળ પડેલા સફેત ચળકતા પથરા ગજવામાં જેટલા માયા તેટલા ભર્યા, પછી પાછો આવીને સુઇ ગયો. બીજે દહાડે સવારે તેઓની સાવકી માએ તેઓને ઉઠાડયા, અને કહ્યું કે, "તમે આળશુની માફક સુઇ કેમ રહ્યા છો? તમને ખબર નથી કે, આપણને જંગલમાં લાકડાં કાપવા જવું છે?." પછી તેણીએ તેઓને એકએક રોટલીનો કટકો આપ્યો અને કહ્યુ કે, "સંભાળીને ખાજો? કારણ કે, તમને આજે આખો દહાડો ખાવાનું મળશે નહી." પછી તેઓ બધા જવાને નીકળ્યા. ચાલતાં ચાલતાં હરીયાએ પોતાના ખીશામાંના પથરા એક પછી એક રસ્તામાં નાખવા માંડયા. ન જયારે તેઓ મોટા અરણ્યમાં આવ્યા, ત્યારે તેના બાપે કહ્યું કે, "તમે ..

કડાં એકઠાં કરો, અમે પાશેના વગડામાં બીજાં લાકડાં કાપીએ છઇએ," એમ કહીને મા ને બાપ બંને જતાં રહ્યાં. હવે આ બંને છોકરાંઓ તેઓના મા બાપની વાટ જોઇજો ઇને બપોરી તડકામાં સુઇ ગયાં, તે સાંજ પડી ત્યારે ઉઠયાં. જેમ જેમ અંધારૂ થતું ગયું તેમ તેમ તેઓ ગભરાતાં ગયાં ને પ્રાણકોર તો ઘણીજ રડવા લાગી, પણ હરીઆએ તેને દીલાસો આપીને છાની રાખી, અને કહ્યું કે, "બેન હવે ચાંદરણુ પડે, ત્યાં સુધી સબુરી પકડ." અને જયારે ચાંદરણુ પડયું ત્યારે હરીયાએ પ્રાણકોરને લઇને ચાલવા માંડયું. હવે જે પથરા હરીઆએ આવતી વખતે રસ્તામાં નાખ્યા તે ચળકતા હતા. અને તેથી કરીને તેઓને પોતાના ઘરનો રસ્તો શોધતાં શોધતાં આખરે તેઓ મધરાતે પોતાનાં ઘર આગળ આવ્યાં, ને ઘરનું બારણુ ઠોકયું. આ સાંભળીને તેઓની મા.

ા ઘણીજ ગુસ્સે થઇ, પણ તેઓનો બાપ

તેઓને જોઇ ઘણોજ ખુશી થયો; પણ પેલી દુષ્ટ સ્ત્રીએ પોતાના ધણીને પાછું પહેલાં પ્રમાણેજ જોર જુલમથી કબુલ કરવાની ફરજ પાડી. તે રાતે તેણીએ ઘરમાંનાં બધાં બારણાં બંધ કીધાં, અને આખી રાત જાગતી બેશી રહી, તેથી હરીઆને બહાર જવાની તક મળી નહી. બીજે દહાડે સવારે પાછી જંગલમાં જવાની તયારી કીધી. અને જતે વખતે તેઓને એક એક રોટલીનો કકડો પહેલા પ્રમાણે આપ્યો.

જંગલમાં જતી વખતે હરીયાએ પોતાની પાસે બીજુ કંઇ નહિ હોવાથી પેલી રોટલીનો કકડો ભાંગીને રસ્તામાં થોડો થોડો નાંખતો ગયો. આ વખતે તેઓ ઘણુજ ખીચ જંગલમાં પહેલા પ્રમાણેજ તેઓને મુકીને જતાં રહયાં. અહીઆં આ ભાઇબેન એકલાં પડ્યાં, અને પ્રાણકોર તો ઘણીજ રડવા લાગી, તેને હરીઆએ પહેલાના જેવોજ દીલાસો આપ્યો, અને જ્યારે

ચાંદરણું પડ્યું ત્યારે પોતાની બહેનને લઇને ચાલવા માંડ્યું, આ વખતે તેઓની આશા ભંગ થઇ. કારણ કે જે રોટલીના કકડા રસ્તામાં નાખ્યા હતા, તે બધા જનાવરો વીણી વીણીને ખાઇ ગયા હતા તેથી તે બાપડાને રસ્તો મળ્યો નહી, એટલુંજ નહી પણ એક ઘણાજ બીચ જંગલમાં ભુલા પડી ગયા.આવા બીચ જંગલમાં આ નાના બાળકો મોટેથી રડવા લાગ્યા.

( લયલી પુકાર—રાહ. )

વ્હાલાં માત પીતા ક્યાંરે ગયાં,
કેમ આવી નહી તમને દયા;
પશુ પક્ષીનો ભો છે બહુ ભારી,
અમને-કેમ—ગયાં-રે—વિસારી;
નાનાં બાળકો રઝળતાં મુકયાં,
થયાં છઇએ ભુખ્યાં ને તરસ્યાં;
મારી પેટમાં થઇ છે આગ,
ભુખ લાગી છે અમને અથાગ;

શાવકી માએ કર્યું છે આ બધું,
અમને માલમ છે દીલથી સઘું;
સગી મા જો હતે એવે ટાણે,
તે કદી એવું કરી નહી જાણે;
દુ:ખ અમ પર પડ્યું છે ભારી,
તેમાંથી—રે—તું—લે—ઉગારી;
કર મેહેર ઓ ઇશ્વર તું અમપર,
નિરદોષ છઇએ આમેરે ખરેખર

પ્રાણકોર તો મોટેથી રડવા લાગી, ને ફરી આને કહ્યું કે, "ઓ ભાઇ આ વખતે આપણી સગી મા જો હતે તો, તે બાપડીને જે ખાવા મળતે તેમાંથી અરધી કકડી આપણને આપતે. ને જો કંઇ નહી મળતે તો બીચારી, પાણી પાઇ સુવાડતે, પણ આવી ગરીબાઇમાં, આપણા આવા બુરા હાલ ન કરતે; (ત્રાસ ખાઇ) અરે—ઓ-ઇશ્વર!!! અમારા જેવાં કોઇ બચારાં બાળકોની સગી માને મરણ નહીં આપજો, ઠાંસું કે સુ

જરી આના દીલમાં જરાએ દયા નથી હોતી. ને મોટેથી રડવા લાગી. હરીઆએ બેહેનને છાની રાખી, આંસુ લુછી, કહ્યું કે, "ઓ બેન, જો આપણે રડી રડીને મરી જઇએ, તો પણ અહી કોઇ પુછવાનુ નથી, તથા કોઇ છાનું રાખવા આવવાનુ નથી, તેથી ઉઠ, પેલા સામે ઝાડ તળે આપણે સુઇ જઇએ, ને મળસ્કે ઉઠી રસ્તાની શોધમાં જઇશું ' પ્રાણકોરે ઘણાજ ધીમે અવાજે કહ્યું. ભાઇ ચલ! ને તેઓ બન્ને જણા એક ઝાડ તળે સુઇ ગયા. બીજે દહાડે મોટે મળસ્કે ઉઠી, તેઓને જ્યા રસ્તો સુઝયો તે તરફ ધીમે ધીમે ચલ્યા.

આગળ જતાં પ્રાણકોરને પાણીની તરશ લાગી, જેથી ભાઇને કહ્યુ કે, "ભાઇ હરીઆ, મને લગરીક પાણીની તરસ લાગીછે આ કરૂણા રસના શબ્દ શાંભળતાંજ હરીઆએ બહેનને કહ્યું કે વહાલી બેહેન પ્રાણકોર, આવાં અઘોર વ-

નમાં પાણીનું એકે ટીપું હોય એવું મને લાગતુ તો નથી, તો પણ હું જરા આગળ જઇ એની શોધ કરૂંછું. તું જરા અહીં બેસજે"

હરીઆએ પ્રાણકોરને એક ઠેકાણે બેસાડી પછી પોતે જરા આગળ ચાલ્યો. ચાલતાં ચાલતાં એની નજરે એક મોટો ખાડો જણાયો, તેની અંદર ડોકીઆં કરી જોયું તો એને માલુમ પડયું કે તે કુવોછે તેથી બહેનને બુમ પાડી કે પાણી પીવું હોય તો આવ, અહીં કુવોછે.

બહેન કુવા આગળ આવ્યાં પછી પાણી કેવી રીતે પીવું તેનો વીચાર પડયો; કારણ કે તેઓની પાસે કંઇજ વાસણ નહોતું કે જેથી પાણી પીએ. એટલામાં હરીઆએ માંહે ઉતરવાનો વિચાર કરી, કુવો કેટલો ઉંડો છે તે જોવાના હેતુથી જરા આગળ થઇ જુવેછે એટલામાં તે ઠેકાણે તેનો પગ લપસ્યો જેથી એકાએક તે કુવામાં પડી ગયો. આવો અદ્ભુત ચમત્કારીક બનાવ જોઇ બહેનનું મોં એકદમ ફીકું પડી ગયું; આહા! શું દૈવકોપ. થોડીવાર પછી તેની ઝુબ ઉપડી, અને બૂમ પાડી કે; "ભાઇ, ભાઇ, ઓ

ભાઇ, તું ક્યાં ગયો આટલી બધી વાર થઇ તું કેમ નથી આવતો વારૂ? કેમ મેં પાણી માગ્યું તેથી ગુસ્સે થયો કે શું" પછી મોટેથી રડી પડીને બહુજ કકલાટ કરવા માંડયો. ને રડતાં રડતાં બોલી, "અરે ચંડાલણી મારી સાવકી મા તારા જુલમથી આ સર્વ દુઃખ અમને સહન કરવું પડેછે. હાયા હાયા! મારા વાહાલો ભાઇ મરણ પામ્યો!!! રે હાય! હાય!! હું એકલી શું કરૂં? હવે મને કોણ બચાવનાર"!!! એમ કહી મોટેથી રડી પડી. પછીઃ—

કુંવરી કુંવર મારાં લાડકાં એ રાહ.

વાહાલા ભાઇ હરીઆ, તુજમાં હતી મુજ આશ;
માથે મારે પડયો હવે, જંગલનો એકાંત વાસ.
રડી રડીને મરૂં અહીં, નહીં કોઇ સાંભળનાર;
તુજ બિના ભાઇ હવે, હું હુ નીરાધાર.
માત પીતા તજી એકલાં, ગયાં વનની બહાર;
સાવકી માના જુલમનો, ખરે ખરો એ માર.
દુઃખ પડયું હવે મુજપર, હાયા કેમ ખમાય;
ભાઇ-ભાઇ-રે કરતાં. જીવ મારો જાય.
આ અંધાર વનમાં મનેરે, નથી સુઝતો ઇલાજ;

ઇશ્વરનેભી નહી ગમ્યું, કીધી જુદાઇ આજ.

રડતાં રડતાં છાતી ભરાઇ આવ્યાથી તે તેજ જગાપર બેશુધ થઇ પડી. હાય, હાય, આ વળાએ તેને સાવધ કરનાર કોણ છે? પ્રભુ શીવાય કોઇ નહી!! થોડીક વારમાં એવું બન્યું કે પાંચ ચોરો તે જંગલમાં કોઇ એક ઠેકાણેથી ચોરી કરી આવતા હતા, હવે તેઓમાના કેટલાકને ઘણીજ ભુખ લાગી પણ ખાવાને કંઇજ મળે નહી. તેઓ જાતે નીચ હતા તેથી જનાવરોનો શીકાર કરી ખાવાને તેઓને કંઇજ દોગ નહી. ત્યારે તે પાંચમાનાં એકની નજર પ્રાણકોર પર પડી તેઓ થોડેક દુર હતા; અને વળી પ્રાણકોરના ડીલમાંના પેરણાનો રંગ કંઇક ધોળો હતો. તેથી તેઓને એવું લાગ્યું કે કોઇ જનાવર તરશ મટાડવા વાવપર આવ્યું હશે તેથી બધા ચોરો એકમત થઇ આગળ જઇ જુએછે તો, એક નાની છોકરી બેશુધ હાલતમાં કુવા આગળ પડીછે. તેઓમાંના કેટલાકને પ્રાણકોરની દયા આવી તેથી સાવધ કરી ને સર્વ હકીગત પુછી. "પ્રાણકોરે કહ્યું, અરે ભાઇઓ તમે પ્રભુ

છો,? આવા એકાંત વાસમાં શું પરમેશ્વરે મારા ભાઇને કુવામાંથી કાઢવા મોકલ્યાછે? ત્યારે, શાંભળો ભાઇઓ, મારો મોટો ભાઇ આ કુવામાં પડયો છે, તેને વહેલા કહડો નહીંતો એનો પ્રાણ જશે ચોરો-માંના કેટલાકને તરતાં આવડતું હતું તેથી બે ત્રણ જણા માંહે પડયા, અને હરીઆને ઘણીજ બેશુદ્ધ હાલતમાં બાહાર કહાડયો. બીજાઓએ આ જુ બાજુથી ઝાડના પાંદડાં ને સુકી ડાંખલીઓ લાવી અને કેટલુંક ઘાંસ લાવી, તે સર્વને સળગાવ્યું અને મોટું તાપણું કીધું કે જેથી થોડીવારમાં, હરીઆના દીલમાં ગરમીએ પ્રવેશ કીધો, પછી એ ધીમેધીમે સાવધ થતો ગયો. લગ ભગ અડધોક કલાક એની સાર વાર કીધા પછી, એ તદન સુ-ધીમાં આવ્યો. અને બેનને ગળે બાઝી પડયો. આ વેળાએ બંનેના હરખનો પારજ નહીં આવ્યો!

પછી હરીઆએ પોતાની બેહેનને તે લોકો કોણ છે અને કયાંથી આવ્યા તે વિષે પૂછયું. પ્રાણકોરે કહ્યું, ભાઇ એ લોક કોણછે ને કયાંથી આવ્યા તે હું જાણતી નથી, તેથી તુંજ હવે તે-ઓને પુછ; કારણ કે તારૂં જીવનદાન આપનાર એ

જ લોકો.છે. હરીઆએ પોતાના બંને હાથ જો
ડી પાંચજણા સામે ઉભો રહયો અને પુછયું કે!
“અરે મને જીવતદાન આપનારાઓ આપ કોણ
અને કયાંથી આવ્યાછો, એ જો કહેશો તો હું ત
મારો ઘણોજ ઉપકારી થઇશ.” તેઓમાંના એકે
કહયું, “દીકરા, અમે ચોરો છીએ, અમારો ધંધો
સૌ પૈસાવાળાઓને મારી, લૂટી, તેઓની મીલકત-
ને જોર જુલમથી છીનવી લઇએ છીએ.” આ
સાંભળતાંજ પ્રાણ બોલીકે, “ભાઇઓ જો તમે ત-
મારી કમરમાં ખોસેલી તરવારથી અમારા બંને-
ના પ્રાણ લેશો તો અમારાપર ઉપકાર કર્યો કહે
વાશે.” બધા ચોરો આ શબ્દો શાંભળતાંજ અચ-
રત પામ્યા, ને તેથી તેઓએ પુછયું કે. “બેન
તમને તમારા જીવનો કંટાળો કેમ આવ્યોછે વા
રૂ? શું તમે વગર માબાપના છો.” તેણીએ ઉ
ત્તર વાળ્યો કે, “ભાઇઓ, અમે કંઇ વગર મા
બાપના તો ન કહેવાઇએ તોપણ, આ પ્રસંગે તે
કહેવાને અમે જરાએ અચકાઇશું નહી. અમારી
સગીમાના મરણથી, અમારા પિતા અમને ઓ
જી મા લાવ્યા, કે જેના પ્રતાપથી, અમારા પિ-

તાએ અમને આ અઘોર વનમાં એકલાં મેલી જતાં રહયાં. એટલુ બોલતાં તે બાપડી રડી પડી, તેથી બધા ચોરોને તેની દયા આવ્યાથી તેની આંખો લૂછી નાંખી. ત્યાર પછી થોડીક વાત ચીત થયા પછી, ચોરોએ પોતાના પાસનો કંઇક પૈસો ને થોડો ખોરાક આપી, ગામમાં જવાનો માર્ગ બતાવ્યો, આગળ ચાલતાં થોડેક છેટે તેઓ ગામને પાદરે આવ્યા, જ્યાં એક મોટું વડનુ ઝાડ હતું, ત્યાં એક અતિ સ્વરૂપાન સ્ત્રી આશરે વયમાં પાંતરીસની જે, પોતાની દાશી સાથે રૂપાના થાળામાં પૂંજાની સામગરી લાવી, તેણી તે ઝાડની પ્રદક્ષણા કરતી હતી. પ્રિય વાંચનારાઓ, તમે કલ્પના કરી શકશો કે, એ દ્રવ્યવાન સ્ત્રીને વડના ઝાડને પ્રદક્ષણા ફરવાનું કેમ હશે વારૂ? જુઓ તે સ્ત્રીના ધણી પાસે ઘણીજ સંપતી હતી પણ સંતતી નહોતી, જેને માટે તે ગાંડી બની ગઇ હતી. આવે ઠેકાણે હસમુખા છોકરાંઓ જોઇ તેઓને પાસે તેડી, તેઓ કોણ છે અને કયાંથી આવ્યા, તે સર્વ હકીગત પુછી લીધી.

સાવકી માના પ્રતાપથી હરીઓ અને પ્રા

ણુકારને અતીદુ:ખ વેઠવું પડયું હતું, અને વળી તે નિરદોષ બાળકોનો કોઇજ વારસ ન હોવાથી, તે સ્ત્રીએ આ બંને છોકરાંઓને પોતાના જેવા કરી રાખી તેઓને ભણાવી ગણાવીને પરણાવી આ પ્યા. અને તેઓને તેના માબાપની યાદ પડવા દીધી નહી. ટુંકમાં, હમેશ તેઓની મરજી પ્રમાણે ચાલતાં.

વાંચનારી બાનુઓ! આ બચારાં નિરાધાર બાળકોની સ્થિતિ વિષે તને જરા દયા ઉપજેછે કે નહીં ? અરે વાચનારી બહેનો, અને માતાઓ! તમે જો કોઇ બાળકોની આવકી મા હો તો એ-વું સમજજો કે, તેઓ તમારાં પોતાનાંજ પેટના બચ્ચાં છે. અને તેઓનુ જતન કરવાને જગતક-ર્તાએ તમોને સરજાવ્યાં છે. જો તમારાં પોતાના પણ બાળક હોય, તો તેઓ વચ્ચે તથા તમારા ઓરમાય બાળકો વચ્ચે કાંઇ જુદાઇ ગણશોમાં.

ઓરમાય બાળકો ઉપર જુલમ કરવાનું આપણી દેશી સ્ત્રીઓમાં છે એટલુંજ નહીં પણ અંગ્રેજોમાંબી જોવામાં આવે છે. તે વિષેનો એક ખરો બનેલો હેવાલ, કયસુરે [illegible] ૯ મી દીસે-મ્બરે ૧૮૯૫ ના અંકમાં [illegible]

જોસફ ફોરધીન નામના એક અંગ્રેજને તેની પહેલી ધણીઆણીના પેટના બે ફરજંદો હતાં, તેમાં એક છોકરો અને એક છોકરી હતી. તેઓની વય આઠ અને દશ વરસની હતી, તેની નવી બાયડી પોતાના મજકુર સાવકાં છોકરાઓ ઉપર ઘણો જુલમ પાડતી હતી, તથા તેઓને ખાવાને પણ આપતી નહતી. એ વાત તે છોકરાંઓનો બાપ સારી પેઠે જાણતો હતો. પણ એ માટે તે પોતાની નવી બાયડીને કશો ઠપકો દેતો હતો નહીં. બાળકો દુઃખના માર્યા મહોલ્લામાં પડેલું ખડેલું ખાતાં હતાં જે જોઈ આડોશી પાડોશીને દયા આવતી પણ તે સખત હઈડાંના માબાપને દયા આવી નહીં. એ વાત પોલીશને ખબર પડી તેથી તેઓ બાળકોની ડાકટર પાશે તપાસ કરાવી. ડાકટરે જણાવ્યું કે તેઓ ઉપર ઘણોજ જુલમ તથા માર પડેલા લાગેછે, તથા ખોરાક નમળવાથી તેઓની હાલત ઘણી ખરાબ થઈછે. આ ઉપરથી એવા અને ઘાતકી માબાપને વેમાઉથ પોલીશ કોરટમાં બે માસની સખત કેદખાનાની સજા થઈછે.

સમાપ્ત.

# જી. કે. રાણેની.

બનાવેલી ચોપડીઓ.



ત્રણપઇની ચોપડી અરધાઆનાની એક ગી કીટમાં ચોપડીઓની નકલ પાંચ મોકલવામાં આવશે સામટી લેનારને કમીસન મળશે.

ઠે. જી. કે. રાણે. નાનાશંકર શેઠનીગલી

ઘર નંબર ૨૫ મુંબઈ.

